# સઉથી છેલ્લો ભોગ.



'બામ્બે ક્રાનીકલ"ના અધીપતી મી૦ બી. જી હોર્નીમેનને મુંબઈ સરકારના હુકમથી ગઈ શનીવાર, તા૦ ૨૬ મા એપ્રીલ સને ૧૯૧૮ ના દીવસે દેશપાર કરવામા આવ્યા છે. એક ફ્રેંચ ગ્રંથકારનો નીચલો વાક્ય જે તેવણ હમેશા પોતાના લખાણોમા ટાંકી બતાવતા હતા અને જે તેવણનો ઘણો માનીતો હતો અને જેને તેવણ પોતાની જીંદગીના મુખ્ય ઉદ્દેશ ગણતા હતા. તે ઘણી સરસ રીતે તેમણે પાર પાડયો છે એ વાકય એ હતો કે 'તમોને ચાહે તેવો ઠપકો આપવામાં આવે, યા તમોને કેદખાને મોકલવામાં આવે યાતો તમારી તરફ તીરસ્કાર બતાવવામા આવે, એટલુજ નહી, બલ્કે તમોને ફાંસીને લાકડેબી ચટાવવામાં આવે તો તે સઘળું સહન કરજો. પણ તમારૂં પોતાનું જે મત હોય તે જાહેર કરજો. એ કાંઈ તમારી ખાલી હકજ નથી. એ તો તમારી પોતાની ફરજ છે."

કીંમત—એક આનો.

# મી૦ હોરનીમેન દેશપાર.

## મી૦ એમ. કે. આઝાદ બેરીસ્ટરનું સ્ટેટમેંટ.

---

મી૦ હોરનીમેનના મીત્ર મી૦ એમ. કે. આઝાદ બેરીસ્ટરનું "સ્ટેટમેંટ" નીચે મુજબ છે:—

૪૮ કલાકની નસોસ કરી નાખનારી તાવ પછી હું બીછાણામાં પડેલો હતો તેવામાં શનીવારે પાંચમાં વીશ કમે "બોમબે ક્રોનીકલ" ના અધીપતી બેનજામીન ગાઇ હોરનીમેન જેવણના કરતાં હીંદુસ્તાનનો મોટો અને વધુ બાહોશ મીત્ર દુન્યામાં કેડેબી મળવો અશકય છે તેવણને પકડીને લઇ જવામાં આવેલા હોવાના સમાચાર ડા૦ સી૦ એલ. ડી એવોઇને લખતાં અને "ઘણુંજ તાકીદનું" કરીને માર્ક કીધેલાં એક કાગજે એક બોંબ ગોળાના ધડાકાની માફક મને પોહોંચાડયા. મી૦ હોરનીમેનની ચોકસ ખાનગી બાબદોની વ્યવસ્થા કરવા મારે એકદમ તેવણને બંગલે જવું એમ તે કાગજમાં જણાવેલું હોવાથી એ એકાએક આપેલા સમાચારના દુખથી હું જોકે લગભગ દબાઇ ગયો હતો તો પણ હું મારે ઘેરથી નીકળયો અને વરલીની ટેકરીની ટોંચપર આવેલા તેવણના સુંદર બંગલામાં ગયો. હું રસ્તાઓ પરથી હંકારી જતો હતો ત્યારે અગતની જગાઓએ રસ્તાના નાકા પર ઇંગ્રેજ સીપાહોની ટોળીઓ મેં જોઇ. બંગલામાં મેં તેવણના નોકરોને ગભરાઇ ગયલા જોયા, કારણ કે તેઓ માંહેલા કોઇનેબી તેઓના શેઠ સાથે વાત કરવા દેવામાં આવી હતી નહીં. પોતાના શેઠના સેવટના ફેજ માટે તેઓ કાંઇબી જાણતા નહીં હોવાથી તેઓનું મુજરાપણું લગભગ ગભરાટની હદે પોહોંચ્યું હતું. ચોકકસ જરૂરી આગ્નાઓ આપવામાં આવી હતી, અને હાલ પ્રખ્યાત થયલી પેલી સભી જે કાયદાની અદાલતમાં રજુ કરવામાં આવી હતી તેની નકલ મારી સાથે લઇને હું ગયો.

સાંજના ડા૦ સી. એલ. ડી. એવોઇન મને મલવા આવ્યા. મારી અરજ ઉપરથી તેવણે મને એક "સ્ટેટમેંટ" આપ્યું, જેમાં ટુંકમાં બોલતાં નીચલી હકીકત છે:—પ્રજાને આ વાત જાણીતી છે કે મી૦ હોરનીમેનપર તા૦ ૧૭ માએ ઓપરેશન કરવામાં આવ્યું હતું. અને ઓપરેશનમાં મેજર દેશમુખને જેઓએ મદદ કીધી હતી તેઓમાં ડા૦ ડી. એવોઇન પણ એક હતા. મી૦ હોરનીમેનનો તેવણ પર ઘણો વીશ્વાસ હતો. આ થોડાક શબ્દો ફકત દીબાચા રૂપે છે. જે કાંઇ ખરેખર બન્યું તે એ હતું કે શનીવારે બપોરના ૨॥ વાગે કરનલો સ્ટ્રીટ અને ટકકર મોરલેંડ રોડપર ડા૦ એવોઇનને બંગલે ગયા. અને તેવણને પોતાની સાથે લઇ ગયા. પાછળથી તેઓ સાથે કામ ચલાઉ પોલીસ કમીશનર મી૦ ગ્રીફીથ જોડાયા, અને તે ટોળી મી૦

હૉરનીમેનને બંગલે ગઇ. ત્યાં કરનલો સ્કોટ અને ટકકરે તેવણને તપાસ્યા. તેઓએ ડા૦ ડી. એવોઇનને પુછ્યું કે તેવણના અભીપ્રાય મુજબ મી૦ હોરનીમેનને ખસેડવાનું સલામત થઇ પડશે કે કેમ. કરનલો સ્કોટ અને ટકકરનો એવો અભીપ્રાય હતો કે તેવણને ખસેડી શકાશે, અને ડા૦ ડી૦ એવોઇનને લાગ્યું કે તેવણ તેઓના અભીપ્રાયની વીરૂધમાં પોતાનું મત ઉચ્ચારી શકશે નહીં, જેથી તેવણ કબુલ થયા અને તે મતલબની સરટીફીકેટ પર સહી કીધી. મી૦ હોરનીમેનને તે પછી હુકમ આપવામાં આવ્યો, જેમાં ઇંગ્લંડ જતી સ્ટીમર "તકાદા" મારફતે હીંદુસ્તાન છોડી જવા તેવણને ફરમાવવામાં આવ્યું હતું. તે પછી તેવણે પુછ્યું કે તેવણ પોતાના કોઇ મીત્રો ઉપર લખી શકે કે કેમ, અને તેવણને કેહેવામાં આવ્યું કે તેવણ ફકત મુંબઇના નામદાર ગવરનર જોગો એક સંદેશો લખી શકશે. પણ તેવણનાં ખાનગી કામના સંબંધમાં ડા૦ ડી૦ એવોઇનને મહોડેનો સંદેશો તેવણ પાસેથી લઇ જવા દેવામાં આવશે. મી૦ હોરનીમેને તે પછી એક સંદેશો આપ્યો જે વીષે મેં ઉપર ઇશારો કીધો છે. તેવણે સર જયોર્જ લોઇડપર એક કાગજ લખ્યું અને તે મી૦ ગ્રીફીથને આપ્યું. તે પછી તેવણને ખશેડવામાં આવ્યા, અને એક બંધ એમબ્યુલનસ કારમાં તેવણને સ્ટીમર ઉપર લઇ જવામાં આવ્યા.

રવીવારે સવારના ૧૧ કલાક ૨૫ મીનીટે ઓલ ઇંડયા મરાઠા કોનફરંસના પ્રમુખ મી૦ પાવર અને તેવણના વકીલ મી૦ મહાલે સાથે તેવણ જે ફર્યાદી નોંધાવવા માંગે છે તેના સંબંધમાં હું વાત કરતો હતો તેવામાં ડેપ્યુટી ઇનસ્પેકટર બુલ અંદર આવ્યા અને મને કહયું કે મી૦ હારકરે તેવણને પોલીસ ચોકીપર તેલીફોનથી ફરમાવ્યું છે કે મને બેલાર્ડ પીઅરના ડકકા પર એકદમ મોકલવો કારણકે મી૦ હોરનીમેન મલવા માંગતા હતા. મેં ત્રણ દીવસ થયા દાઢી બોડાવી હતી નહી, અને હું કબુલ કરૂં છું કે હું જે ખુશબખતીમાં આવી ગયો હતો તેથી મારા ખ્યાલમાંથી એ વાત તદન નીકળી ગઇ હતી, પણ મારા નોકરે તેની મને યાદ દેવાડી. મારે કેહેવું જોઇએ કે આજે સવારના ગમે ત્યાં બી જતી દરેક મોટરકારના દરાઇવરને ગાડી થોભાવીને મને બેલાર્ડ પીઅર ઉપર લઇ જવાની અરજ કરતો જેવી રીતે હું રસ્તાઓ પર દોડયો છું તેવી રીતે હું કદીબી દોડયો નથી. હું જયાં રહું છું ત્યાંથી બેલાર્ડ પીઅર ત્રણ માઇલ દુર છે. આખરે મી૦ નીકલસનની કાર પારસી બાવલાં આગળથી પસાર થતી હતી. અને મેં બુમ પાડવાથી મી૦ નીકલસન જેવણ કારમાં હતા તેવણે તે થોભાવવા કહયું. તેવણ આગળ હું દોડી ગયો, અને મને કારમાં લઇ જવાની તેવણને અરજ કીધી, અને તેવણ તેમ કરવાને એવું કહીને કબુલ થયા કે મારે પ્રથમ પોલીસ સુપ્રીનટેનડંટ મી૦ તકીની સમંતી લેવી. હું મી૦ તકીને ઘેર હંકારી ગયો, જે પારસી બાવલાથી એક પથરો ફેંકાયે તેટલુંજ દુર છે, અને મી૦ તકીએ ઘણી ખુશીથી મારી અરજ મંજુર રાખી. જાણીતી ૬૩૦૦ વાળી એ કાર હતી.

જ્યારે હું કારમાં હતો ત્યારે મેં ઇચ્છ્યું કે મને પીઅરપર હંકારી લઇ જવા માટે એક એડજ કાર હતે. કેટલીક વેળા મેં ઇચ્છયું કે આખે રસ્તે રાહદારીઓ અને ગાડીનો વહેવાર તદન બંધ પડી જાય. કેટલીક વેળાએ મેં ઇચ્છયું કે મને સ્ટીમરપર ઉડી જવા પાંખ હતે તો સારૂં. કારમાં કાહાડેલી ૨૦ મીનીટ મને ઘણી અઘરી લાગી. મી૦ નીકલસન મારી સાથે કારમાં હતા, અને તેવણે મને સધ્યારો આપ્યો કે હું ત્યાં વખતસર જઈ પુગીશ.

બરાબર ૧૨ માં ૨ કમે હું ડકકાપર જઇ પુગ્યો. સુપ્રીનટેનડંટ પ્રીસ્તલી પ્રથમ મને મલ્યો જેણે મને કહયું કે અમો અરધો કલાક થયો તમારી રાહ જોતા હતા. હું ડકકા ઉપરના સુંદર છાપરામાંથી ચાલી ગયો, અને સ્ટીમરની બાજુમાં આવી લાગતાં મી૦ ગ્રીફીથને સુફતીમાં અને મી૦ હારકરને ખાકીમાં જોયા. બંને જણા એકજ અવાજે બોલી ઉઠયા કે "મી૦ આઝાદ અમો ઘણા દલગીર છીએ. તમો ઘણા મોડા આવ્યા છો." મેં મી૦ ગ્રીફીથ સામે જોયું અને કહયું કે એ મારી કમનસીબી છે. મને વખતસર ટેક્ષી મળી શકી નહીં, અને ઉછીની મેળવેલી એક કારમાં મને મુસાફરી કરવી પડી. મેં મારાં પોતાનાં મનમાં મને કહયું કે આખાં હીંદુસ્તાનને જ્યારે એક કમનસીબી ભોગવવી પડે છે ત્યારે મારી કમનસીબી માટે મારે આટલો બધો દુખી શા માટે થવું જોઇએ. તો પણ મી૦ ગ્રીફીથ મારી સાથે સ્ટીમર સુધી આવ્યા જે ડકકાની બાજુમાં તદનજ નજદીકમાં હતી. તે એકજ ધુમાડયાંની નવી રંગેલી બીબા સ્ટીમર હતી, જેનું ટનેજ કદાચ પાંચ હજારથી વધુ હશે નહી. તેવણની બગલમાં ગરમ દેશોમાં થતાં દરદોને લગતી એક ચોપડી હતી, તે તેવણે મને આપી. અને મેં કહયું કે તે મી૦ હોરનીમેનના એક તબીબ ડા૦ અનવરખાનની હતી, અને હું તે તેવણપર મોકલીશ. તેવણે મને રૂ. ૫૦ ની નોટ સાથનું એક પરબીડું આપ્યું, જે મી૦ હોરનીમેન પોતાના એક નોકર ઇબ્રાહીમને આપવા માંગતા હતા. મેં તેનો પણ અખત્યાર લીધો. મી૦ ગ્રીફીથે જણાવ્યું કે મી૦ હોરનીમેનનાં તદન ખાનગી કામ માટે તેવણને મને મળવા દેવાની નામદાર ગવરનરે રજા આપી છે એવો કાંઇબી હુકમ તેવણને સરકાર તરફથી તે સવારના ૧૧ વાગા સુધી મળ્યો હતો નહી, અને જેવો તેવણને હુકમ મળ્યો કે તેવણે તે મને કહેવાડયો કે મી૦ હોરનીમેન મને ખાસ મળવા માંગતા હતા. મેં મી૦ ગ્રીફીથને પુછ્યું કે મી૦ હોરનીમેનને મુખ્ય ટુટક પર લાવવાનો તમો બદોબસ્ત નહી કરી શકો કે જેથી હું ડકકા પરથી તેવણ સાથે વાત કરી શકું. તેવણે જવાબ આપ્યો કે તેવણના તબીબી સલાહકારો તેમ કરવા દેશે નહીં. સીડી ઉંચકી લીધેલી હોવા છતાં લંગરના દોરડાં ખેંચી લેવામાં આવતાં મને હજી નજરે નહી પડવાથી મેં તેવણને અપીલ કીધી. સ્ટીમર ડકકાથી ફકત એક વારના છેટાની અંદર હોવાથી ચરો કુદી શકયે તેમ હતું. પાંચ મીનીટ મી૦ હોરનીમેનને મને મળવા દેવાની મેં તેવણને ફરીથી અપીલ કીધી.

તેવણે મને કહ્યું કે મી૦ હારનીમેને એક કાગજ લખ્યું હતું જે સેનસોર કીધા પછી મને આપવામાં આવશે, અને તે કાગજમાં તેવણ મને જે કાંઇ કહેવા માગતા હતા તે બધું સમાયલું હતું. મેં ઉભા રહીને સ્ટીમર પર જોયું. મી૦ ગ્રીફીથ અને મી૦ હારકર શેડ દરવાજા ભણી ગયા અને બે મીનીટ પછી પાછા આવ્યા. મી૦ ગ્રીફીથ તે પછી પાછા મારી આગળ આવ્યા અને કહયું કે તેવણ દલગીર હતા કે તેવણ મને સ્ટીમર પર લઇ જવા દઇ શકતા હતા નહી, કારણ કે સ્ટીમર ઉપડવાની તઇયારીમાં હતી. અમો ડકકા પર સ્ટીમરની નજદીકમાંજ ઉભેલા હતા. સ્ટીમરનો બ્રીડજ અમારાથી થોડેક દુર હતો, પણ તે છતાં હું સ્ટીમરના માસ્તરને બ્રીડજ પર જોઇ શકયો અને મેં મી૦ ગ્રીફીથ આગળ દોડી જઇને માસ્તરને એવુ પુછીને મ્હારી ઉપર અંગત મેહેરબાની કરવાની અપીલ કીધી કે તેવણ એક મીનીટ અમોને સ્ટીમર ઉપર આવવા દેઇ શકશે કે નહીં.

એ પળે મને લાગે છે કે ખોદાની કુદરતે મારી તરફેણમાં પોતાનું બળ અજમાવ્યું હશે. કારણકે મેં મી૦ ગ્રીફીથને પોતાના સબોરડીનેટને એવો હુકમ આપતા જોયા કે દોડી જઇને માસ્તરને પુછવું કે તેવણ પાંચ મીનીટ અમોને સ્ટીમરપર આવવા દેશે કે કેમ. હું જોયાજ કરતો હતો. અને મારી સાંભળવાની શકતીબી મારી આંખની શકતી સાથે તેજ થઇ કે શું તે હું માસ્તરને પોલીસ અમલદારને એવુ કહેતો સાંભળી શકયો કે ફકત પાંચ મીનીટ અમો સ્ટીમરપર આવી શકીશું. ડેપ્યુટી ઈનસ્પેકટર દોરન જયાં અમો ઉભેલા હતા ત્યાં પાછો દોડી આવ્યો, અને બીજીજ પળે મી૦ ગ્રીફીથ સ્ટીમરમાં ગયા અને હું તેવણની પુઠે ગયો. મને લાગે છે કે હું દશ વારબી કુદી શકયો હતો તો જો કે હું કાંઇ કશરતબાજ નથી. અમો મુખ્ય તુટક પર ગયા, અને મી૦ ગ્રીફીથ મને અંદર લઇ ગયા. થોડા ઝડપી પગલાં ભરતાં અમો પેહેલા વર્ગની કેબીન આગળ જઇ લાગ્યા, જેમાં તેવણ હતા. દરવાજો ઉઘાડવામાં આવ્યો, મી૦ ગ્રીફીથ પેહેલાં અંદર ગયા અને હું પુઠે ગયો, અને આપખુદ સતાના છેલ્લા ભોગને મેં શાંત અને ખાત્રીપુર્વક જોયો.

તેવણ સીધા બેઠા, અને પેલું ઉચું, ખુલ્લું અને નાદર કપાળ જે જેઓ તે વાંચી શકે છે તેની સાથે ગોયા વાત કરે છે તેણે મને જે કાંઇ કહ્યું તે હું આ "સ્ટેટમેંટ" ને છેડે જણાવીશ. પેહેલી નજરે તેવણ જોકે ચોખ્ખા લોહીના ઇંગ્રેજ બચ્ચા હતા તો પણ તેવણે પોતાની દુખની લાગણીનો ઉભરો બાહેર પાડયો. એક મીનીટ પછી તેવણ બોલ્યા કે "જુવો આઝાદ, કાંઇબી નોટીશ વગર તેઓ મને અહીં લાવ્યા. મારા કામ અથવા મારા નોકરો માટે હું કાંઇબી બંદોબસ્ત કરી શકયો નહીં. તમોને આપવા મી૦ ગ્રીફીથને મેં જે કાગજ આપ્યું છે તેમાં મેં તમોને જે જણાવ્યું છે તે મુજબ મેહેરબાની કરીને કરશો." તે પછી તેવણે ડોકું ફેરવીને મી૦ ગ્રીફીથને પેલું કાગજ આપવાની અરજ કીધી. મી૦ ગ્રીફીથે

કહયું કે તે સેનસોર કરાવ્યા વગર તેવણ તે આપી શકતા નથી. તે પછી તેવણે મારી તરફ ડોકું ફેરવીને કહયું કે "અચ્છું, આઝાદ, 'બોમબે ક્રોનીકલ' ના ડીરેકટરોને બે વાત પહોંચાડવા હું તમોને કહું છું. પહેલી તો એ કે ઇંગ્લંડમાં ઘણું કામ કરવાનું છે, અને બીજી તો એ કે તેવણનો રૂ. ૨૦૦૦ નો માસીક પગાર છીનવી લીધા પછી હીંદી સરકારે તેવણને ફકત રૂ. ૫૦૦ આપ્યા છે, જેથી ઇંગ્લંડ જઇ પહોંચ્યા પછી તેવણ એકબી પાઇ વગરના થઇ પડશે."

મેં મી૦ ગ્રીફીથને પુછ્યું કે મી૦ હોરનીમેનને હું થોડાક સવાલો પુછું તેમાં તેવણને કાંઇ વાંધો હતો કે કેમ. તેવણ બોલ્યા કે રાજદવારી નહી હોય તેવા સવાલો પુછવામાં આવે તો તેમાં કાંઇ વાંધો હતો નહીં. મારો વીચાર તેવણને એવો સવાલ પુછવાનો હતો કે હીંદુસ્તાનનાં લોકો જોગ તેવણ શું સંદેશો આપવા માગે છે. તે પછી મેં તેવણને તેવણના નોકરો, ફરનીચર, વગેરે વીષે એક બે સવાલ પુછયા, અને લગભગ એકાએક ડચકાં તથા આંસું સાથે તેવણ પોતાના એક અશકત નીમકહલાલ નોકર સકુર વીષે બોલ્યા, જે આગળ તેવણનો શોફર હતો, અને જે તદન બહેરો થઇ ગયલો હતો, અને તેથી કામ કરવાને અશકત હતો. એ કમનસીબ માણસની ભવીષની જીંદગી માટે તેવણે ખાસ કાળજી બતાવી. મારી પાંચ મીનીટ પુરી થઇ. મી૦ ગ્રીફીથે મને ચાલુ મુકવાની ઇશારત કીધી કે જે વેળા અમે બંને રડતા હતા, અને તેમણે મને આપેલો ગોરો હાથ મેં ઉંચકયો કે જે હાથે એક કલમ વતી હીંદનું જીગર જીતી લીધું હતું અને તે મારા હોઠ આગળ લઇ જઇ ચુમાને પછી માનસહીત પાછો મુકયો. બીજી-જ પળે હું કેબીનની બાહેર પડયો, અને હું ઉંઘમાં ચાલતા માણસની માફક મી૦ ગ્રીફીથની પુઠે ગયો, અને હું પાછો ડકકાપર આવ્યો. મેં મી૦ ગ્રીફીથનો મોટો ઉપકાર માન્યો, અને હું ડકકા ઉપરથી નીકળીને એ૦ મી૦ જીનાને તેવણ માટે ધારેલો સંદેશો પહોંચાડવા તેવણના બંગલામાં હંકારી ગયો. હું અત્રે કહીશ કે એવું જણાવવાની મારી પાસે મજબુત સબબ છે કે દેશપારનો હુકમ હીંદી સરકાર તરફથી પરભારો આવ્યો હતો, અને મુંબઇના ગવરનરને ફકત તે બજા લાવવાનો હતો. તેવણનાં સુંદર, ચળકતા, અને ઉદારવૃતીના કપાળે પહોચાડેલા જે સંદેશા વીષે ઉપર ઇસારો કરવામાં આવ્યો છે તે નીચે મુજબ છેઃ—

"તમારી લડત આગળ ચલાવો. તમારી લડત વાજબી છે. રાજદારી લડતમાં જેઓ ખરેખર નબળા હોય છે તેઓજ શારીરીક બળનો ઉપયોગ કરે છે. નીરાશ ના થતા. તમારૂં બળ ઇશ્વરી બળ છે"

**એમ૦ કે૦ આઝાદ.**

તા૦ ૨૭ મી એપ્રીલ ૧૯૧૯.

## વોઇનનો ખુલાસો.

મી. હોરનીમેનના ીબ ડા૦ ડી એવોઇન પોતાનાં "સ્ટેટમેંટ"માં નીચે મુજબ જણાવે છેઃ—

"બોમ્બે ક્રોનીકલ"ના અધીપતી મી૦ બી. જી. હોરનીમેનને પકડવામાં આવ્યા અને દેશપાર કહાડવામાં આવ્યા તેની તુરતજ આગમજ બનેલા બનાવોની હકીકત મી૦ એમ. કે. આઝાદ બેરીસ્ટરની અરજ ઉપરથી હું નીચે વરણવું છું. આ વાત જાણીતી છે કે મેજર દેશમુખ, એફ. આર. સી. એસ. (ઇંગલંડ), આઇ. એમ. એસ. એ ડા૦ એ. એસ. એરૂલકર, એમ. ડી. (લંડન), સાથે અને મારી પોતાની મદદ સાથે તા૦ ૧૭ મીએ મી૦ હોરનીમેન પર ઓપરેશન કીધું હતું. ખુદરતી રીતેજ તેવણ તબીબી દેખરેખ હેઠળ પોતાનાં બીછાણામાં પડેલા હતા. તેવણની તબીયત સારી રીતે સુધરતી જતી હતી તો જો કે તેવણ હજી નબળા હતા. બીજા તબીબોની સાથે હું તેવણને વારંવાર જોવા જતો હતો, અને મુંબઇ યુનીવરસીટીના એક જવાન મેહોમેદન ગ્રેજ્યુએટ ડા૦ અનવરખાન રાત દીવસ તેવણની સારવાર અર્થે તેવણના વરલી ખાતેના બંગલામાં રેહેતા હતા.

આજે બપોરના સુમારે ૨ા વાગે કરનલ એ૦ સ્ત્રીટ, એફ૦ આર૦ સી૦ એસ૦ (ઇંગલંડ), આઇ૦ એમ૦ એસ૦, મોરલેંડ રોડ ઉપરના મારા બંગલામાં આવ્યા હતા, અને એક દરદીને જોવા પોતાની સાથે આવવાની મને અરજ કીધી હતી. હું ગયો અને કરનલ ગોરડન ટકકર, એમ૦ બી૦, આઇ૦ એમ૦ એસ૦ ને મેં એક ટેક્ષીમાં બેઠી થતા જોયા. હું કરનલ સ્ત્રીટ સાથે તે ટેક્ષીમાં બેઠો. તે કાર તુરતજ ઉપડી અને જેકબ સરકલ ભણી જવા લાગી. માર્ગમાં કરનલ સ્ત્રીટે મને કહયું કે આપણે મી૦ હોરનીમેનને બંગલે જઇએ છીએ, અને તેવણના એક તબીબી સલાહકારની હાજરીમાં તેવણને તપાસવાનો સરકારે તેવણને (કરનલ સ્ત્રીટને) અને કરનલ ટકકરને હુકમ કીધો છે. જેકબ સરકલ આગળ જઇ લાગતાં અમોએ મી૦ ગ્રીફીથને અને એક બીજા યુરોપીયનને જેકબ સરકલની પોલીસ ચોકી આગળ એક મોટર ગાડીમાં રાહ જોતા જોયા. તે પછી અમો વરલી હંકારી ગયા, અને ૩ વાગાને સુમારે મી૦ હોરનીમેનને બંગલે જઇ પોહોંચ્યા. મેં તેઓને રસ્તો બતાવ્યો અને કરનલ સ્ત્રીટની અરજ ઉપરથી હું અંદર ગયો, અને મી૦ હોરનીમેનને ખબર આપી કે કરનલો સ્ત્રીટ અને ટકકર જેઓને તેવણને તપાસવાનો હુકમ મળ્યો છે તેઓની સાથે આવવાની મને અરજ કરવામાં આવી છે. મી૦ હોરનીમેને એકદમ તેઓને અંદર આવવા જણાવ્યું. તે ડાકટરો અંદર દાખલ થયા અને તેઓની પુઠે મી૦ ગ્રીફીથ તથા પેલો યુરોપ્યન આવ્યા. મી૦ ગ્રીફીથે સરકારનો લેખીત હુકમ સ્વાધીન કીધો, જે ઉપર મી૦ હોરનીમેને સહી કીધી. તે પછી કરનલ સ્ત્રીટે મી૦ હોરનીમેનને પોતાને તપાસવા દેવાની અરજ

કીધી. મી૦ હોરનીમેન પોતાને તપાસવા દેવા કબુલ થયા, ... વળી કે
પાટો છોડવાની અરજ કીધી. કરનલ સ્ટુઅર્ટ તેમજ ... મેજર
ટક્કરે તેવણને તપાસ્યા. તપાસ કીધા પછી તે બે તબીબી અમલદારોએ
મી૦ ગ્રીફીથ સાથે મસલત કીધી. તે પછી તેવણે ... પુછ્યું કે
મી૦ હોરનીમેનને કોલાબાની વોર હોસ્પીટલમાં યા એક સ્ટીમર
ઉપર ખસેડી લઇ જવાનું હું દરૂસ્ત ધારૂં છું કે કેમ. કોઇબી સંજોગ
વચ્ચે તેવણને સારી સુખાકારી ભરેલી હવા માટે વખણાયલી વરલીની
ટેકરીની ટોંચ ઉપર આવેલા તેવણના બંગલામાંથી ખસેડવાના હતા
તે હું જાણતો હોવાથી મેં ધાર્યું કે તેવણને કોલાબાની વોર
હોસ્પીટલમાં લઇ જવાના કરતાં તેવણ એક સ્ટીમર ઉપર
ખસેડવામાં આવશે તો તેવણ ઘણા વધુ સારા હાથોમાં
મુકાશે તેથી મેં તે મુજબનો મારો અભીપ્રાય આપ્યો, અને મી૦
ગ્રીફીથે મને તેવી મતલબની એક સરટીફીકેટ ઉપર સહી કરવા
જણાવ્યું અને મેં તેમ કીધું. મી૦ હોરનીમેનને તે પછી
કપડાં પેહેરવા જણાવવામાં આવ્યું જે વેળા તેવણ ઉપર
સખત પાહારો રાખવામાં આવ્યો હતો, અને તે પછી તુરત દરદીઓને
બેસાડવાની એક ખુરશીમાં એમ્બ્યુલન્સના માણસો જેઓ પણ હાજર
હતા તેઓ તેવણને નીચે લઇ ગયા. પેહેલાં તેઓ તેવણને એક સ્ટ્રેચર
પર લઇ જવા માંગતા હતા, પણ તેવણે ખુરશીમાં પોતાને લઇ
જવામાં આવે તે પસંદ કીધું.

મી૦ હોરનીમેન બંગલામાં હતા ત્યારે તેવણને ખબર આપવામાં
આવી કે તેવણ પોતાનાં ખાનગી કામ માટે વકીલ કોઇનીબી સાથે
સંદેશા ચલાવી શકશે નહી. તેવણની જો મરજી પડે તો તેવણને ફક્ત
મુંબઇના નામદાર ગવરનર ઉપર સંદેશો લખવા દેવામાં આવશે. મી૦
હોરનીમેને તે પછી પુછ્યું કે મી૦ આઝાદ ઉપર મોહોડેથી ખાનગી
સંદેશો મોકલી શકાશે કે, અને મી૦ ગ્રીફીથ તેમ કરવા દેવાને કબુલ
થવાથી મેં મી૦ હોરનીમેનની છેલી આજ્ઞા મુજબ કામ કીધું.

મી૦ હોરનીમેનને તે પછી નીચે લઇ જવામાં આવ્યા, અને તેવણને એક બંધ મોટર એમ્બ્યુલન્સમાં મુકવામાં આવ્યા, અને બેલારડ પીઅર
ઉપર હંકારી લઇ જવામાં આવ્યા. તેવણને એવો હુકમ આપવામાં
આવ્યો હતો કે સ્ટીમર "તકાદા" જે આવતી કાલે ઇંગ્લંડ જવા
ઉપડી જવાની છે તે મારફતે તેવણને દેશપાર કહાડવામાં આવનાર
છે. તે પછી હું ઘરે હંકારી ગયો, અને મી૦ હોરનીમેનની ઇચ્છા
મુજબનો સંદેશો મોકલ્યો, અને પાછળથી સાંજના મી૦ આઝાદને
મળ્યો અને તેવણને આ સ્ટેટમેંટ આપ્યું.

**સી૦ એલ૦ ડી. એવોઇન,**
એમ૦ ડી૦

મુંબઇ, તા૦ ૨૬-૪-૧૯.

---

રૂસ્તમ ન. વાછાગાંધીએ "સાંજ વર્તમાન" પ્રેસ નંબર ૨૨-૨૪-૨૬, મીન્ટ રોડ,
કોટ, મુંબઇ મધે છાપ્યું છે. અને જી. એસ રંધાવાને લાલ સીંગ બીલ્ડીંગ,
ક્રોફર્ડ મારકેટ, મુંબઇ મધે પ્રગટ કર્યું છે.